સાઠોદરા નાગર સ્ત્રીસમાજના વાર્ષિક ઉત્સવ પ્રસંગે

# કરાયલા સંવાદો

તથા

# ગરબાઓ.

---

સંગ્રહ કરી પ્રસિદ્ધકર્તા


સૌ. શાન્તાગૌરી રા. બા. મણીલાલ લાલભાઈની પુત્રી

સેક્રેટરી-સાઠોદરા નાગર સ્ત્રીસમાજ.

અમદાવાદ.


---


સંવત ૧૯૭૨. સને ૧૯૧૫.

---

આવૃત્તિ ૧ લી—નકલ ૨૦૦.

---

છાપનાર

ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર.

અનબન્ધુ પ્રિન્ટીંગ વર્કસ, જેઠાભાઈની પોળ-અમદાવાદ.

(૧)

# અભિનંદન.

દેતા વાધે (૨) અભીનંદન તમને "અતી હર્ષ મને દેતાં વાધે;
વિધ વિધ દેહ છતાં એક રૂપે, આવી મળ્યાં સર્વ પ્રેમ સ્વરૂપે,
હરઘડીએ એવું ક્યાંથી બને, દેતા વાધે. ૧
જેને અભિન્ન સદા હું ગણું છુ, જેને હું મ્હારૂં સર્વસ્વ ભણું છુ,
ભાળી તેને આજ મ્હારી કને, દેતાં વાધે. ૨
એક પ્રભુ તણા પ્રિય બાલક હો, સર્વ તણા શ્રેયસ્સાધક છો,
અંતરમા આણીને સ્નેહને, દેતાં વાધે. ૩
સુગણુ સુવાસી તમો સર્વ ફૂલને, ઐક્યની દોરી વડે ગુથીને,
આરોપી શોભાવુ પ્રભુ કઠને, દેતાં વાધે. ૪
પ્રાપ્ત થજો સર્વ હિતની વસ્તુ, આપ ઇચ્છા પ્રતિ પ્રભુ વદો અસ્તુ,
એ શુભ ભાવ ધરી આપને. દેતા વાધે. ૫

શ્રી. ઉ.

(૨)

# સ્ત્રીઓની ઉન્નતિ માટે વિચાર કરતી પાંચ સખીયો તથા એક રૂષીનો સંવાદ.

(પાંચ સખીયો પ્રવેશ કરે છે.)

**ચારૂલોચના**—બ્હેનો, કેટલાક વર્ષો થયા પુરૂષો પ્રયત્ન કર્યા કરે છે, છતાં મને તો આપણા દેશની, અરે, એ બહુ લાંબો વિચાર બાજુપર મુકીએ અને આપણી જ્ઞાતિનો જ વિચાર કરીએ તો મને તો કાંઇ ઉન્નતિનાં ચિન્હ જણાતાં નથી ને તેથી બહુ દીલગીરી થાય છે.

**ચારૂમતિ**—બ્હેન, ઉન્નતિ થએલી શી રીતે જણાઈ આવે. ઉન્નતિ રૂપી રથના સ્ત્રી પુરૂષ રૂપી બન્ને પૈડાં છે. એક પૈડું આગળ ને આગળ ચાલી શકે તેવી સ્થિતિમાં હોય ને બીજુ પૈડું એક આંટો પણ ફરી શકે તેમ ન હોય તો તે રથ આગળ કેવી રીતે ચાલી શકે?

**ચારૂચિત્રા**—હાસ્તો, સ્ત્રીઓની ઉન્નતિ વિના ગૃહની, કુટુંબની, જ્ઞાતિની, અને દેશની ઉન્નતિનો સંભવ જ નથી. કેમકે ભવિષમાં મોટાં સ્ત્રી

પુરૂષ રૂપ બનનાર બાળકોને નાનપણમાં માતાપાસેથી જ સંસ્કારો મળે છે. જેવા સંસ્કાર મળે તેવાં થાય. પિતા કરતાં માતાની જવાબદારી વધારે છે.

**ચારૂશિલા**—બ્હેન, તમે કહો છો એ સત્ય છે. આપણુ સ્ત્રીજાતિની હાલની સ્થિતિ તો એવી છે કે ખરેખર દીલગીરી થયા શિવાય રેહેતી નથી. આપણે તે માટે પ્રયત્ન કરીએ છીએ પણ તે પરમેશ્વર સફળ કરે ત્યારે.

**ચારૂવદના**—ચાલો બ્હેનો, આપણે તે માટે પરમ દયાળુ પરમાત્માની સ્તુતિ કરીએ. ( એટલામા સ્ત્રીઓની ઉન્નતિ માટે પ્રયત્ન કરનાર એક રૂષિ પ્રવેષ કરે છે ).

**પાંચે સખીઓ**—(ઉભાં થઇ) જય સચ્ચિદાનંદ (કહી નમન કરે છે)

**રૂષિ**—જય સચ્ચિદાનદ ( કહી બેસે છે ).

**રૂષિ**—કરો કરો જે કરવા ધારો છો તે કરો.

( પાંચે સખીયો સ્ત્રીજાતની ઉન્નતિ માટે ઇશ્વરની સ્તુતિ કરે છે ).

પ્રગતિ કરો નારીજાતિ તણી
અનુગ્રહ કરજો અમારા ભણી (૨) સ્ત્રીજાતિ તણી.
ઉન્નત ગામી પુરૂષ સગે અમ, શી રીતે થાય સરખામણી (૨) સ્ત્રીજાતિ.
જેવી કરે કૃષિ ભૂમિ માહિ, તેવા ફળની કરે કાપણી (૨) સ્ત્રીજાતિ.
તેથી અમારી મનોભુમિમા, કરો વિશુદ્ધ બીજક વાવણી (૨) સ્ત્રીજાતિ.
ઉન્નતિ વેલીથી કરજો હે પ્રભો, અમ હૃદ્‌વાટિકા રળીયાણી (૨) સ્ત્રીજાતિ.
હે પ્રભુ નામ અમારૂ કરાવો, સાર્થક નિજ કુલ ઉદ્ધારિણી (૨) સ્ત્રીજાતિ.
જ્ઞાન અને વિદ્યા બળ આપો, માતની જડતા સઘળી હ[illegible]) સ્ત્રીજાતિ.
પુરૂષની સંગે સત્કાર્યોમાં, કરો અમોને પ્રભો અગ્રણી (૨) સ્ત્રીજાતિ.
( મુની સામુ જોઈ )
મહામુનિ અમ સ્ત્રી ઉન્નતિની, ઉત્સુકતા આપને છે ઘણી (૨) સ્ત્રીજાતિ.
અમ અર્થે પ્રભુને વિનવશો તો, આપનાં થઇશુ સદાના ઋણી (૨) સ્ત્રીજાતિ.
( બોલી રહી રૂષને નમન કરે છે. ) સ્ત્રી. ઉ.

**રૂષિ**—બાપુ, શુદ્ધ અતઃકરણથી પ્રયત્ન કર્યા કરો. પરમાત્મા તો પરમ દયાળુ છે, અતર્યામી છે. એના ઉપર શ્રદ્ધા રાખો. તે તમારી પ્રાર્થના જરૂર સાંભળશે. માટે દીલગીર ન થશો. હિમત રાખી ધીમે પણ દૃઢ પગલે આગળ ને આગળ ચાલો ને પ્રભુ તમને મદદ કરવા તૈયાર જ છે.

कल्याणमस्तु

( સર્વે જાય છે )

સૈ. શા. મો. લા.

## ગરબો.

( કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાંરે ) એ રાગ.

બ્હેની! સ્નેહરંગ આનંદે નિત્યે મ્હાલજેરે,
પતિવ્રત પાળજેરે બ્હેની!
ભારતોની પુત્રી તું રૂડી,
સહે અનુપમ દુખડાં ધીરી।
તદપિ મિઠડે મુખડે તુજ સ્મિત રાખજેરે,
વિમલ પ્રીતિ ઝાંખજેરે, બ્હેની!
ધર્મશાસ્ત્રની અદ્‌ભૂત વાણી,
સર્વ પથમાં નીતિ પ્રમાણી,
દિવ્ય યુગ્મ તુજ પતિ-તુજ કેરૂં સુહાવજેરે,
શિયળમાં રાચજેરે, બ્હેની!
અનેક લાલચ તુજને નડશે
પ્રેમ માર્ગમા કટક પડશે,
જગદીશ્વરપર શ્રદ્ધા સાચી રાખજેરે,
તરીને તારજેરે, બ્હેની!
નિર્બળતા હૃદયેથી ઉતારી,
વિચાર ને આચાર સુધારી,
પતિ ઉર વિરમી સતોષે સુખદા થજેરે,
પતિ પ્રભુ માનજેરે, બ્હેની।
માતુ આપણી ભારતી જોતી,
ખિન્ન ગાત્ર આંસૂડાં લ્હોતી,
પૂર્વ સ્થિતિ આહ્‌લાદક ગઇ કયા એની છે રે,
અંતરમાં દહેરે, બ્હેની!
વ્હેમ, કુસપો, કવેશ કપાવી,
ગૃહમન્દિર સુખવાડી બનાવી,
દિન નબળામા આત્મ ઉદ્ધાર તું ધારજેરે,
ખરૂં તુજ રૂપ તેરે, બ્હેની!
અજ્ઞાનનુ અધારૂં તોડી,
સુનીતિ, લજ્જા, સુવ્રત જોડી,
નિજ બાળક—બુદ્ધિને વૃત્તિ ખિલાવજે રે,
ઉદયની આશ એ રે, બ્હેની।

શોકતિમિરની જ્વાળા ત્હારા,
કુટુંબમાં કરી શાન્ત, સૌખ્યદા,
તનમન આત્મોદ્ધાર સુધારા હાથ લે રે,
તોજ ઉન્નતિ થશે રે, બ્હેની!
"ગીતમાળા."

## (૪)
## સરસ્વતિના પ્રમુખપણા નીચે સ્ત્રીઓના ગુણાવગુણનો ભરાએલો દરબાર.[1]

**એક જણ**—આજે ભરાશે સ્ત્રીઓના ગુણાવગુણનો દરબાર,
સરસ્વતિ પ્રમુખપદ લેશે, સાંભળજો સઉ નાર.

**ચોપાઇ.**

**સેવા**—જ્ઞાનીને હુ લાગું રમ્ય,
યોગીને હું વળી અગમ્ય,
સર્વે સદ્‌ગુણ આને મથી,
સેવા વિણ તો સિદ્ધિ નથી.

સેવાધર્મ તો પરમ ગહન છે બ્હેનો ! અતઃકરણથી મને સેવશો તો સૌને વ્હાલાં થશો. સ્ત્રીઓનો ખાસ ધર્મ સેવા છે. નાનાં મોટા પ્રત્યે પોતાની જુદી જુદી સવા કરવી એજ સ્ત્રીયોનુ કર્તવ્ય છે. સ્ત્રીઓની પવિત્ર સ્નેહમયી સેવા વડેજ ગૃહસસાર ઉત્તમ બને છે. ને તેવા ગૃહસસારમાંથી જ મહાન્ પુરૂષો ને મહાન્ સ્ત્રીરત્નો ઉત્પન્ન થએલાં છે.

**ઇર્ષા**—અરે હું હોઉં ત્યા તને કોણ પુછે ? સાંભળ.

**હરિગીત.**

જો સત્ય પૂછે તો સ્ત્રીઓમા જોર મ્હારૂં ચાલતું
સારૂં પરાયું ના ખમે બળ મ્હારૂ એમ કરાવતું.
શુભ કાર્યમા આડી પડુ સ્ત્રી જાતમા તો હુ વસુ
નીત્યે વળી વધતી જતી હુ ચિત્તમાંથી ના ખસુ.
ને હું હોઇશ ત્યા કોઈ પણ સદ્‌ગુણને આવવા નહિ દઉ.

**સહનશક્તિ**—તું શુ ના આવવા દે ! સ્ત્રી સ્વભાવમાં તો હું જન્મથીજ જડાએલી છુ.

**જડતા** (બુદ્ધિની)—તું નહિ પણ હુ જડાએલી છુ. જ્યાંસુધી સ્ત્રીઓમાં હું છુ ત્યાંસુધી તો એકપણ સદ્‌ગુણના ભાર શા
ધ્યા વિગેરે મ્હારાં સગાંને હુ પ્હેલો આવકાર આપુ

[1] જ્ઞાતિમા કેળવણી જોઈતી નહિ હોવાથી સરસ્વ

**દયા**—તમે બધાં બોલ્યાં તે તો જાણ્યું, પણ મ્હારા વિના બધું નકામું. કઠોરતા એ સ્ત્રીસ્વભાવનુ દુષણ છે, દયા એજ તેનું અતિ ઉત્તમ ભૂષણ છે.

**હરિગીત.**

વહુઓ અને બીજાં ઉપર સ્ત્રીઓ દયા જો રાખશે
સંસારમાં સુખ મેળવીને આબરૂ વધારશે.

દયા વિનાની ગૃહણીનો સંસાર કદી સારી રીતે ગયો જાણ્યો છે!

**નિર્દયતા**—તને તો ઘણુંએ મન છે, પણ તને સેવે છે કોણ? ઘણી અજ્ઞાન સ્ત્રીઓમાં હુ વાસ કરૂં છુ. વહુઓને દુઃખ બહુ દેવડાવું છું.

**તકરાર**—જ્યા આ નિર્દયતા હશે ત્યા હું પણ જવાની ને સ્ત્રીઓને તકરાર કરવા ઉશ્કેરવાની. કદાચ નિર્દયતા સાથે નહિ હોય તો પણ જ્યાં જરા છીદ્ર દીઠું કે તેમા પેસતાં મને વાર ન લાગે. મ્હારા બળની તમને બધાંને કલ્પના શી રીતે આવે?

**નિર્દયતા**—સાબાશ-બ્હેન-સાબાશ.

**પ્રીતિ** (પ્રેમ)—પણ નિર્દયતા ને તકરાર, સુશિક્ષિત સ્ત્રીઓમાં તો તમારા કરતાં મ્હારો પગ વધારે મજબુત છે. મ્હારાથીજ સુખ મળે છે. હું પૃથ્વી ઉપર સ્વર્ગ લાવું છુ. વિષને અમૃત બનાવું છુ પ્રાણી માત્રને આનંદની ઉર્મીઓથી નવડાવુ છુ સ્ત્રી પુરૂષના ગળામા રહેલી સોનાની સાકળને પરમાત્માના પાદાર્વિંદ સાથે બાધુ છું.

હું ન હોઉ તો સ્ત્રીઓનુ જીવન નકામું છે.
હુ ન હોઉ તો તેમનુ લગ્ન પણ નકામુ છે.
હુ બ્રહ્મનુ સ્વરૂપ છુ, હુ આનદ અપાર છુ.
જખ મારે છે દુર્ગુણો બધા જ્યાં એકલી હું છુ.

**નિંદા**—હોઉં, હોઉ, કરે છે પણ હોવું એજ મુશ્કેલ છે. ત્હારા કરતાં તો સ્ત્રીઓમા મ્હારૂ માન વિશેષ છે.

સ્ત્રીઓની તો જાત માહિ નિત્ય મ્હારો વાસ છે,
નવરાશમા નિદા એજ સ્ત્રીઓનો મુખવાસ છે.

બધા સદ્‌ગુણો મળી ગમે તેટલા ઉચા નીચા થાઓ પણ હું અને મ્હારી બ્હેન ઇર્ષા સ્ત્રીઓની પ્રગતિ થવાજ નહિ દઇએ.

**પતિભક્તિ**—તમે બધાં નહી હો તો ચાલશે પણ મ્હારા વિના તો ... નહીજ ચાલે. મંદિરમા દર્શન કરવા જાઓ ન જાઓ, ...ણ જો પતિભક્તિ હશે તો સ્ત્રીઓને સંસાર સાગર ...ો નહિ આવે.

## મરાઠી સાખી.

તેથી—પતિભક્તિ એ મુખ્ય ધર્મ છે, તેથી પ્રભુ હસે છે;
સ્ત્રી જનનું તો સ્વર્ગ એજ છે, દુઃખો દૂર ખસે છે,
માટે પતિભક્તિ છે સાચી.

**સર્વે**—હા, હા, પતિભક્તિ છે સાચી.

## ઉપજાતિ વૃત્ત.

**સરસ્વતિઃ**— મેં સાંભળ્યું સર્વનુ બોલવુ આ,
ને ભિન્ન સત્યો દીસતાજ તેમા,
વિચારી છેલ્લું કહુ હુ તથાપિ,
ભણ્યા વિના સિદ્ધિ નથી કદાપિ.

**સુપાત્રો**—હા, હા, ભણ્યા વિના સિદ્ધિ નથી કદાપિ.

**પતિભક્તિ**—માટે જ્ઞાન મેળવવા તરફ દરેક સ્ત્રીએ પ્રયત્ન કરવો જોઇએ. જુઓને એના ગુણો તો ગણ્યા ગણી શકાય તેવા નથી—સાંભળોઃ—

**સુપાત્રો**—विद्या नाम नरस्य रुपमधिकं प्रच्छन्न गुप्तं धनं
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणा गुरुः ।
विद्या बंधुजनो विदेशगमने विद्या परा देवता
विद्या राजसु पूजिता न तु धन विद्याविहीनः पशुः ॥

**નિર્દયતા**—પણ વિધા તો હથીયાર જેવી છે જેના હાથમાં હોય તે ઉપયોગ કરી શકે. શુ વિદ્વાનો દુર્ગુણી નથી હોતા ? વિધાની સાથે અમે હોઇશુ તો અમારી જ સત્તા ચાલશે.

( ધર્મ પ્રવેશ કરે છે )

**સુપાત્રો**—અહો ! ધર્મ ( કહી ઉભા થઇ નમન કરે છે ) ( દુષ્પાત્રો મોઢુ બગાડી આડુ જોઇ ઉભાં રહે છે ).

**ધર્મ**—તમારી તકરાર મે અતંરિક્ષમાંથી સાભળી છે. ખરૂં તો એ છે કે—
એકલી નહી સારીએ, વિધા જો કે સુપૂજ્ય છે
તે માટે ધર્મને સેવો, विद्या धर्मेण शोभते ॥

**સર્વે**—विद्या धर्मेण शोभते ( કહી નમન કરી જાય છે ).

**ર. ભી.**

## ( ૫ )

## ગરબો.

ઉગ્યો સખી સૃષ્ટિનો શૃંગાર, હાર, ચાલો, ચાલો, જોવાને ચદ્રમા,
જોને પ્રેમ ઘેલી ભૂમિનો, દેદાર, જોને ડોલે સૃષ્ટિ આનંદમાં.
હાંરે ડોલે સૃષ્ટિ આનંદમાં.

સાખી.

ધન્ય ધરાસુંદરી તને, ચતુરચંદ્ર ભુજ કાન્ત,
શાન્તિ પાઠ પઢાવતો, સાધીને એકાન્ત,
ધરણી પડી પતિને પાય શિક્ષા ઉરે ધરે રે,
ગુણીયલ ગોરી પતિગુણ ગાય, શાન્તિ ચિત્તે સ્મરે રે.
ધરોને બ્હેનોં ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસારસુધારસ પાન,

સાખી.

ચંદ્રસુખે ચીડાઇને તારાનાં મુખ શ્યામ,
સદ્ગુણીનું સુખ ભાળીને રમે દુષ્ટના રામ.
સખી જેને પતિનું માન,
તેના ગાંધર્વ ગાએ ગાન;
પામે દેવી સમાન સન્માન,
રમે રામા રસિક લઈ તાન.— ધરણી પડી.

સાખી.

ધરણી નાર સમ ગૃહિણીઓ સેવે સ્વામી પાય,
ચતુર ચંદ્ર સમ પતિ મળે જય જય ત્યાં ઉચરાય.
ધરણી પડી.
" ગીતમાળા."

( ૯ )

## અંતિમ ઇશ્વરસ્તુતિ.

જય સુખધામ, મન અભિરામ, કરીએ આજ કોટિ પ્રણામ.
સ્મરિએ સર્વ સતત નામ, થાય સફલ નિજ અર્થ તમામ.—
જય સુખધામ, મન—

પ્રભુ આજ કરૂણા રથપર ધરજો,
અમને શિખરપર પ્રભુ સ્થિર સત્વર કરજો.
મહા જ્ઞાનનું દાનરે (૨) પદ નિષ્કામ,
દો વદી હે વદન લલામ. જય સુખધામ.
અ. ઉ.

સમાપ્ત.